श्रीमच्छंकराचार्यविरचित:

# तत्त्वबोध:



श्रीमन्माधवानंद सरस्वतीप्रणीत:

# वेदांत सार संग्रहश्च.



अनुवादक शास्त्री गंगाशंकर मछाशंकर

प्रकाशक: ज्यो. कृष्णशंकर केशवराम
लुहार पाळ सुरत.

प्रथमावृत्ति १०००.

संवत् १९८२ अधिक [illegible] सोमवती

मूल्य ०-८०-०.

श्रीः ।

# ॥ वेदांततत्त्वबोधः ॥

वासुदेवेंद्रयोगींद्रं नत्वा ज्ञानप्रदं गुरुम् ।
मुमुक्षूणां हितार्थाय तत्त्वबोधोऽभिधीयते ॥ १॥

જ્ઞાન આપનાર, યોગીઓમાં ઇંદ્ર સ્વરૂપ વાસુદેવેંદ્ર ગુરુને પ્રણામ કરીને મુમુક્ષુઓના કલ્યાણને માટે તત્ત્વબોધ નામક ગ્રંથ કહેવાય છે. અર્થાત્ જેનો વિચાર કરવાથી તત્ત્વોનો બોધ થાય એવો ગ્રંથ રચાય છે. અથવા વાસુદેવરૂપ ગુરૂ છે એમ શ્રુતિઓમાં પણ પ્રતિપાદન કરેલું છે. वसंत्यस्मिन्भूतानीतिवासुदेवः જેમાં પ્રાણિઓ વાસ કરે છે તે વાસુ અને જે પ્રકાશે છે તેને દેવ કહે છે, એટલે સઘળા પ્રાણિઓનો આશ્રય અને સંપૂર્ણ જગતના પ્રકાશક બ્રહ્મરૂપ ગુરુ અથવા પૂર્વોક્ત બ્રહ્મરૂપ શ્રી કૃષ્ણચંદ્ર—અથવા ગુરુ. ગીતામાં કહ્યું છે કે—

नित्यं शुद्धं निराभासं निराकारं निरंजनम् ।
नित्यबोध चिदानंदं गुरु ब्रह्म नमाम्यहम् ॥
गूढा विद्या योगमाया देहश्चाज्ञानसंभवः ।
उदयं स्वप्रकाशेन गुरुशब्देन कथ्यते ॥

નિત્ય, શુદ્ધ, આભાસ રહિત, નિરાકાર, નિર્મળ, નિત્ય બોધ, ચિદાનંદ બ્રહ્મસ્વરૂપ ગુરૂને નમું છુ. ૧ ગુપ્તવિદ્યા તે યોગમાયા છે અને આ શરીર અજ્ઞાનથી ઉત્પન્ન થયું છે. અને આ દેહમાં જે સ્વપ્રકાશ ચૈતન્યનો ઉદય થાય છે તેજ ગુરુ શબ્દ વાચ્ય છે. માટે પરબ્રહ્મ સ્વરૂપ યોગીજનોના સ્વામી જ્ઞાનદાતા વાસુદેવકગુરુને પ્રણામ કરી મુમુક્ષુઓના કલ્યાણ ને માટે તત્ત્વબોધ પ્રકરણ કહું છું. ૧.

साधनचतुष्टयसंपन्नाऽधिकारिणां मोक्षसाधनभूतं
तत्त्वविवेकप्रकारं वक्ष्यामः ।

મોક્ષના ચાર સાધનોથી યુકત અધિકારીઓના મોક્ષનો હેતુ તત્ત્વોનો વિવેક (પૃથક્ પૃથક જ્ઞાન)નો પ્રકાર કહીયે છીએ. અર્થાત્-પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ એ પાંચ મહાભૂતમાં અભેદરૂપ (એક) જણાતા સચ્ચિદાનંદ છે તેજ આ જગતનું ઉપાદાન કારણ છે. તે તત્ત્વોની એકતાથી જીવ ભાવ-ને પામે છે તેનું પાંચ મહાભૂતોથી જુદાપણું છે તે જ્ઞાન જેનાથી થાય છે, તે રીતિનું વર્ણન કરાય છે.

साधनचतुष्टयं किम्-(१) नित्यानित्यवस्तु विवेकः ।
(२) इहामुत्रार्थफलभोगविरागः । (३) शमादिषट्संपत्तिः।
(४) मुमुक्षुत्वं चेति ।

આ ગ્રંથ શ્રી શંકરાચાર્યજીએ પ્રશ્નોત્તરરૂપ વર્ણવ્યો છેઃ-

પ્રશ્ન-જેથી અધિકારીઓને મોક્ષ મળે એવાં ચાર સાધન કયાં?

ઉત્તર-(૧) નિત્ય અને અનિત્યવસ્તુનુ પૃથક્પૃથક જ્ઞાન.

(૨) આ લોક અને પરલોકના પદાર્થ ફળને ભોગવવામાં વૈરાગ. અર્થાત્ એ ઉભય લોકના વૈભવનો ત્યાગ.

(૩) શમ વગેરે ૭ પદાર્થોની સિદ્ધિ.

(૪) મોક્ષની અભિલાષા.

नित्यानित्य वस्तुविवेकः कः-नित्यवस्त्वेकब्रह्म तद्‌व्यतिरिक्तं सर्वमनित्यं । अयमेव नित्यानित्यवस्तुविवेकः।

પ્રશ્ન- નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક એટલે શું?

ઉત્તર-નિત્ય (સત્ય) વસ્તુ એક બ્રહ્મજ છે એ બ્રહ્મથી જુદું આ સંપૂર્ણ જગત્ અનિત્ય (મિથ્યા વા અસત્) છે. એજ નિત્યાનિત્ય વસ્તુનો વિવેક કહેવાય અને એજ સર્વ કારણોમાં મુખ્ય છે.

विरागः कः-इह स्वर्गभोगेषु इच्छाराहित्यम् ।

પ્ર૦-વિરાગ કોને કહેવો?

ઉ૦-આ લોક અને સ્વર્ગાદિ પરલોકના ભોગની ઇચ્છાનો ત્યાગ અર્થાત્ હૃદયમાં બંને લોકોના વિષય ભોગની ઇચ્છાનો આવિર્ભાવ ન થાય તેનેજ વિરાગ કહે છે.

शमादिसाधनसंपत्तिः का । शमो दम उपरमस्तितिक्षा श्रद्धा समाधानं चेति ।

પ્ર૦-શમ વગેરે છ સાધનોની સંપત્તિ કોને કહેવી?

ઉ૦- શમ, દમ, ઉપરમ, તિતિક્ષા, શ્રદ્ધા, અને સમાધાન.

शमः कः—मनोनिग्रहः ।

પ્ર૦-શમ એટલે શું ! ઉ૦-મનનો નિગ્રહ (વશ કરવું) તે.

दमः कः—चक्षुरादिबाह्येंद्रियनिग्रहः ।

ઉ૦-દમ એટલે શું? ઉ૦-નેત્ર વગેરે બહારની ઇંદ્રિયોનો નિગ્રહ.

उपरमः कः—स्वधर्मानुष्ठानमेव ।

પ્ર૦-ઉપરમ એટલે શું ? ઉ૦-પોતાના ધર્મનુંજ અનુષ્ઠાન કરવું. અહિં (एव) પદ લખ્યું છે તેથી એવું સૂચન કરવામાં આવે છે કે-પોતાના ધર્મમાં તત્પર રહી, શબ્દ, સ્પર્શ વગેરે સંપૂર્ણ વિષયોમાંથી ચિત્તને નિવૃત્ત કરવું. અર્થાત્ અંતરાત્માના વિચારમાં આરૂઢ થઇ સંપૂર્ણ લૌકિક વ્યવહારથી ઉદાસીન થવું તેને ઉપરમ કહે છે.

तितिक्षा का—शीतोष्णसुखदुःखादिसहिष्णुत्वम् ।

પ્ર૦- તિતિક્ષા કોને કહેવી? ઉ૦-ઠંડું અને ગરમ, સુખ અને દુઃખ માન અને અપમાન વગેરેને ધૈર્યતાથી સહન કરવું. અથવા પોતાના સ્વભાવથી વિરૂદ્ધ શીત ગરમી વગેરે સમયમાં નિર્વિકારી રહેવું તેને તિતિક્ષા કહે છે.

श्रद्धा कीदृशी । गुरुवेदांतवाक्यादिषु विश्वासः श्रद्धा ।

પ્ર૦-શ્રદ્ધા કોનો કહેવી? ઉ૦-ગુરુ તથા વેદાંત વાકયો પર વિશ્વાસ (યથાર્થ બુદ્ધિ) તેને શ્રદ્ધા કહે છે.

समाधानं किम् । चित्तैकाग्रता ।

પ્ર૦-સમાધાન એટલે શું? ઉ૦-ચિત્તની એકાગ્રતા અર્થાત્ ગુરૂ તથા વેદાંત વાકયોને એકાંતમાં બેસીને એકાગ્ર બુધ્ધિથી વિચારવા અથવા કોઈ પણ અધિકારીને ઉપદેશ આપવો એ પ્રમાણે. ચિત્તની સ્થિરતાને સમાધાન કહે છે.

मुमुक्षुत्वं किम्-मोक्षो मेभूयादितीच्छा ।

પ્ર૦-મુમુક્ષુત્વ કોને કહેવું? ઉ૦-મારો મોક્ષ થાય અથવા સંસારના દુઃખોમાંથી મને નિવૃત્તિ મળે એવી ઈચ્છાને મુમુક્ષુતા કહે છે.

एतत्साधनचतुष्टयम् । ततस्तत्त्वविवेकस्याधिकारिणो भवंति

तत्वविवेकः कः । आत्मा सत्यस्तदन्यत् सर्वमिथ्येति ।

એ ચાર મોક્ષના સાધનો છે. એ સઘળાની પ્રયત્નથી સિદ્ધિ થયા બાદ પુરૂષો તત્વવિવેકના અધિકારી થાય છે.

પ્ર૦-તત્ત્વવિવેક કોને કહેવાય! ઉ૦-આત્મા (જીવ ઈશ્વર) સત્ય છે. તે સિવાય નામ રૂપાત્મક જગત્ મિથ્યા છે એવો જે નિશ્ચય તેને તત્ત્વવિવેક કહે છે.

आत्मा कः । स्थूलसूक्ष्मकारणशरीराद्व्यतिरिक्तः पंचकोशातीतः सन् अवस्थात्रयसाक्षी सच्चिदानंद-स्वरुपः सन्यस्तिष्ठति स आत्मा ।

પ્ર૦—આત્મા કોને કહે છે ? ઉ૦ સ્થૂલ, સૂક્ષ્મ, કારણ શરીરથી ભિન્ન, અન્નમય વગેરે પાંચ કોશોથી પર, જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ એ ત્રણે અવસ્થાનો સાક્ષી (દ્રષ્ટા) થઇ જે સત, ચિત, અને આનંદરૂપ રહે છે અર્થાત: ત્રણે શરીરની બહાર અને અંદર જે રહે છે તેને આત્મા કહે છે.

स्थूलशरीरं किम् । पंचीकृतपंचमहाभूतैः कृतं सत्कर्मजन्य सुखदुःखादि भोगायतनं शरीरं अस्ति जायते वर्धते विपरिणमते अपक्षीयते विनश्यतीति षड्विकारवदेतत्स्थूलशरीरम् ।

પ્ર૦—સ્થૂળ શરીર કોને કહે છે ? ઉ૦—પંચીકરણરૂપ પાંચ મહા ભૂતોએ કરેલું, ઉત્તમ કર્મોથી ઉત્પન્ન થયેલું; સુખ દુઃખ વગેરે ભોગવવાનું સ્થાન, અર્થાત્ જેમાં રહીને જીવાત્મા સુખ દુઃખ ભોગવે છે. અને જે શરીરરૂપ (નાશવંત) છે, માતાના ગર્ભથી ઉત્પન્ન થાય છે, વધે છે, ઘટે છે, ઘડપણમાં થાકી જાય છે, અને નાશ પામે છે, આવાં છ વિકાર જેને છે તેને સ્થૂલ શરીર કહેવું.

सूक्ष्म शरीरं किम् । अपंचीकृतपंचमहाभूतैः कृतं सत्कर्मजन्यं सुखदुःखादि भोगसाधनं पंचज्ञानेन्द्रियाणि पंचकर्मेंद्रियाणि पंचप्राणादयः मनश्चैकं बुद्धि श्चैका एवं सप्तदशकलाभिः सहयत्तिष्ठति तत्सूक्ष्मशरीरम्

• પ્ર૦–સૂક્ષ્મ શરીર કોને કહેવું ? ઉ૦–પંચીકરણ નહિ કરાયલા પાંચ મહાભૂતોથી કરાયલું, ઉત્તમ કર્મોથી ઉત્પન્ન થયેલું. સુખ દુઃખ વગેરે ભોગનું સાધન, પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો, પાંચ પ્રાણ, એક મન અને એક બુદ્ધિ એ પ્રમાણે મળી સત્તર (૧૭) કળાઓ સાથે જે રહે છે તે અર્થાત્ આ સત્તર (૧૭) તત્વોના સમૂહને સૂક્ષ્મ શરીર કહે છે.

श्रोत्रं त्वक् चक्षुः रसनाघ्राणमिति पंचज्ञानेंद्रियाणि । श्रोत्रस्य दिग्देवता । त्वचो वायुः । चक्षुषः सूर्यः। रसनाया वरुणः । घ्राणस्य अश्विनौ इति ज्ञानेंद्रियदेवताः । श्रोत्रस्य विषयः शब्दग्रहणम् । त्वचो विषयः स्पर्शग्राहणम् । चक्षुषो विषयः रूप ग्रहणम् रसनाया विषयः रसग्राहणम् । घ्राणस्य विषयो गंध ग्रहणमिति । (४)

કાન, ચામડી, આંખ, જીભ, નાક એ પાંચ જ્ઞાન ઈંદ્રિઓ છે. એ પાંચમા કાનના દેવ દિશા, ચામડીના દેવ, વાયુ,

આંખના દેવ સૂર્ય, જીભના દેવ વરૂણ, નાકના દેવ અશ્વિની કુમાર, એ પાંચ ઈંદ્રિયોના જુદા જુદા પાંચ દેવ છે હવે કાનનો વિષય શબ્દ ગ્રહણ, ચામડીનો વિષય સ્પર્શ ગ્રહણ, આંખનો વિષયરૂપ ગ્રહણ જીભનો વિષયરસ ગ્રહણ (ખારૂં ખાટું વગેરે). નાકનો વિષય ગંધ ગ્રહણ, આ પાંચે વિષયો ને કાન વગેરે પાંચ જ્ઞાન ઇંદ્રિયો પોત પોતાના દેવતા સાથે ગ્રહણ કરે છે.

वाक्पाणिपादपायूपस्थानीति पंचकर्मेंद्रियाणि ।
वाचोदेवता वन्हि । हस्तयेर्योरिंद्रः । पादयोर्विष्णुः ।
पायोर्मृत्युः । उपस्थस्य प्रजापतिरिति
कर्मेंद्रियदेवताः ॥ वाचो विषयो भाषणम् ।
पाण्यो विपयोस्तुग्रहणम् । पादयोर्विषयो गमनम्पायो-
र्विषयो मलत्यागः । उपस्थस्य विषय आनंद इति ।

વાણિ, હાથ, પગ, ગુદા અને લિંગ એ પાંચ કર્મ ઇંદ્રિયો છે. એમાં વાણિના અગ્નિ દેવ છે. હાથના ઈંદ્રદેવ, પગના વિષ્ણુદેવ, ગુદાના મૃત્યુદેવ, લિંગના પ્રજાપતિ દેવ એ કર્મ ઇંદ્રિયોના દેવતા છે. વાણિનો વિષય ભાષણ છે, હાથનો વિષય વસ્તુ ગ્રહણ કરવી તે, પગનો વિષય જવું તે, ગુદાનો વિષય મળ ત્યાગ કરવો તે, અને લિંગનો વિષય વિષયભોગનો

આનંદ, એ પાંચે વિષયને પોત પોતાના દેવતાઓની સાથે એ પાંચે કર્મ ઇંદ્રિયો ગ્રહણ કરે છે.

कारणशरीरं किम् । अनिर्वाच्यानाद्यविद्यारूपं शरीरद्वयस्य कारणमात्रं सत्स्वरुपाऽज्ञानं निर्विकल्पकरूपं यदस्तितत्कारणशरीरम् ।

પ્ર૦–કારણ શરીર કોને કહેવું? ઉ૦–અનિર્વચનીય, અનાદિ (ઉત્પત્તિરહિત) અવિદ્યા (અજ્ઞાન) રૂપ, સ્થૂલ સૂક્ષ્મ એ બંને શરીરનું જે કારણ માત્ર (બીજ) છે, પોતાના સ્વરૂપનું અજ્ઞાન અને નિર્વિકલ્પક રૂપ માયાને કારણ શરીર કહે છે.

अवस्थात्रयं किम् । जाग्रत्स्वप्नसुषुप्त्यवस्थाः ।

પ્ર૦–ત્રણ અવસ્થા કઇ ઉ૦–જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ

जाग्रदवस्था का । श्रोत्रादिज्ञानेंद्रियैः शब्दादिविषयैश्च ज्ञायत इति यत् सा जाग्रदवस्था । स्थूलशरीराभिमानी आत्मा विश्व इत्युच्यते ।

પ્ર૦-જાગ્રત્ અવસ્થા કોને કહે છે? ઉ૦–કાન, ચામડી, આંખ, જીભ અને નાક એ જ્ઞાન ઇંદ્રિયોથી જે અવસ્થામાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચે વિષયોનું અનુક્રમે જ્ઞાન થાય. અથવા તો આ ઇંદ્રિયોદ્વારા શબ્દાદિ સ્થૂલ ભોગને જીવાત્મા જેમાં ભોગવે છે તે સમયને જાગ્રત્ અવસ્થા કહે છે.

અને સ્થૂલ શરીરનો અભિમાની આત્મા વિશ્વ કહેવાય છે અને સ્થૂલ ભોગોનો ભોકતા જે વિશ્વરૂપ આત્મા આપણી જાગ્રત્ અવસ્થાથી ભિન્ન છે કારણ કે અવસ્થા મિથ્યારુપ છે અને આત્મા ચેતનરૂપ નિત્ય છે.

स्वप्नावस्था केतिचेत् । जाग्रदवस्थायां यत् दृष्टं यच्छ्रुतं तज्जनित वासनया निद्रासमये यः प्रपंचः प्रतीयते सा स्वप्नावस्था । सूक्ष्मशरीराभिमानी आत्मा तैजस इत्युच्यते ।

પ્ર૦–સ્વપ્નાવસ્થા કોને કહેવી ઉ૦–જાગ્રત્ અવસ્થામાં જે જોયું અને સાંભળ્યું તેથી ઉત્પન્ન થયેલી વાસના (આત્મામાં સંસ્કાર)થી નિદ્રા સમયે જે પ્રપંચ (જગત્) પ્રતીત થાય છે તે સ્વપ્ન સમયને સ્વપ્નાવસ્થા કહે છે. અને એ સ્વપ્નાવસ્થા સૂક્ષ્મ શરીરમાં થાય છે તેથી તેના અભિમાની આત્માને તૈજસ કહે છે કારણ કે વાસનામય ભોગને ભોગવનાર આત્મા તેજોરૂપ પોતાના પ્રકાશથી પ્રકાશમાન અને અવસ્થાનો સાક્ષી તૈજસ રૂપ છે.

अतः सुषुप्त्यवस्था का । अहं किमपि न जानामि सुखेन मया निद्रानुभूयत इति सुषुप्त्यवस्था । कारण शरीराभिमानी आत्मा प्राज्ञ इत्युच्यते ।

પ્ર૦–હવે સુષુપ્તિ અવસ્થા કોને કહેવી ? ઉ૦–મેં આજે એવી સુખથી ઉંઘ લીધી કે જેથી હું કાંઈ પણ જાણતો

નથી. અર્થાત્ આનંદથી થયેલો નિદ્રાનો અનુભવ જે કાળમાં થાય છે તેને **સુષુપ્તિ** અવસ્થા કહે છે. અને એનેજ શરીર અને આનંદમય કોશ કહે છે. એ અવસ્થાના અભિમાની આત્માને **પ્રાજ્ઞ** કહે છે. અર્થાત્ તે પોતાના આનંદરૂપ ભાનથી રહિત અજ્ઞાનનો સાક્ષી છે અને તે ઇંદ્રિયોની મદદ વગર પોતાના ચૈતંન્યથી વાસનામય વિષયોને સારી રીતે જાણે છે. અને ભોગવે છે માટે તેને **પ્રાજ્ઞ** કહે છે. વેદમાં કહ્યું છે કે–આનંદનો ભોક્તા ચૈતન્ય રૂપજ સુષુપ્તિમાં છે.

**पंचकोशाः के । अन्नमयः प्राणमयो मनोमयो विज्ञानमय आनंदमयश्चेति ।**

પ્ર૦–પાંચકોશ કયા કયા ? ઉ૦–અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, આનંદમય એ પાંચ કોષ છે.

**अन्नमयः कः । अन्नरसेनैव भूत्वा अन्नरसेनैव वृद्धिं प्राप्य अन्नरूपपृथिव्यां यद्विलीयते तदन्नमयः कोशः स्थूलशरीरम् ।**

પ્ર૦–અન્નમય કોશ કોને કહેવો ? ઉ૦–અન્નના રસથી થઈ અન્નરસથી વૃદ્ધિ પામી અન્નરૂપ પૃથ્વીમાં જે લય પામી જાય તેવા સ્થૂળ શરીરને **અન્નમય કોશ** કહે છે.

**प्राणमयः कः । प्राणादिपंचवायवः वागादींद्रियपंचकं प्राणमयः ।**

પ્ર૦–પ્રાણમય કોશ કોને કહે છે ? ઉ૦–પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન એ પાંચ પ્રાણ **અને વાણી** વગેરે

પાંચ કર્મ ઈંદ્રિયોને **પ્રાણમય કોશ** કહે છે. એજ ક્રિય શકિત છે. કારણ કે શરીરમાં જેટલી ક્રિયા થાય છે તે સઘળાનું કારણ **પ્રાણમય કોશ** જ છે.

**मनोमयः । कः मनश्च ज्ञानेंद्रियपचकं मिलित्वा भवति स मनोमयः कोशः ।**

પ્ર૦-મનોમય કોશ કોને કહે છે ઉ૦-મન અને પાંચ જ્ઞાન ઈંદ્રિય મળીને જે થાય છે તેને **મનોમય કોશ** કહે છે એ ઇચ્છા શકિત છે કારણ કે જે જે વસ્તુની ઇચ્છા આત્મામાં થાય છે તે મનોમય કોશની સહાયતાથીજ થાય છે.

**विज्ञानमयः कः । बुद्धिज्ञानेंद्रियपंचकमिलित्वा यो भवति स विज्ञानमयः कोशः ।**

પ્ર.-વિજ્ઞાનમય કોશ કોને કહે છે? ઉ૦-બુદ્ધિ અને પાંચ જ્ઞાન ઇંદ્રિયો મળીને જે થાય છે તેને **વિજ્ઞાનમય કોશ** કહે છે. એ જ્ઞાન શકિત છે કારણ કે આત્મામાં જે જે પદાર્થનું જ્ઞાન થાય છે તે બુદ્ધિ વગેરેની (વિજ્ઞાનમય કોશની) સહાયતાથીજ થાય છે.

**आनंदमयः कः । एवमेव कारणशरीरभूताविद्यास्थ मलीनसत्वं प्रियादिवृत्तिसहितं सत् आनंदमयः कोशः । एतत् कोशपंचकं । मदीयं शरीरं । मदीयाः प्राणाः । मदीयं**

मनश्च मदीया बुद्धिर्मदीयं ज्ञानमिति स्वेनैवज्ञायते । तद्यथा। मदीयत्वेन ज्ञातं कटककुंडल गृहादिकं स्वस्मादृभिन्नं तथा पंचकोशादिकं मदीयत्वेन ज्ञातमात्मा न भवति ।

પ્ર૦–આનંદમય કોશ કોને કહેવાય ? ઉ૦–એ પ્રમાણે કારણુ શરીરરુપ અવિદ્યામાં રહેલું પ્રિય, હર્ષ વગેરે વૃત્તિવાળું મલિન સત્વ, અર્થાત્ રજોગુણુ, તમો ગુણુથી તિરસ્કૃત સત્વ ગુણુ એ અભીષ્ટ વસ્તુને જોવાથી જે સુખ થાય તે પ્રિય, તે વસ્તુની પ્રાપ્તિથી ઉત્પન્ન સુખ તે મોદ અને અભીષ્ટ વસ્તુના ભોગથી ઉત્પન્ન સુખ તે પ્રમોદ, આ પ્રમાણેની વૃત્તિવાળું જે સુખ છે તેને **આનંદમય** કોશ કહે છે. આ પાંચ કોશ છે

એ સઘળાને આત્મા આપો આપ એકતાથી જાણે છે કે આ મારૂં શરીર છે આ મારા પ્રાણુ છે, આ મારું મન છે, આ મારી બુદ્ધિ છે, અને મારૂં જ્ઞાન છે. જેમ મારાંપણા રૂપ બુદ્ધિથી ઉત્પન્ન થયેલું કડું, કુંડળ અને ઘર વગેરે પોતાનાથી ભિન્ન હોવાથી આત્મારૂપ નથી તેમ મારાપણાથી જણાયલાં પૂર્વોક્ત પાંચ કોશ પણુ આત્માથી ભિન્ન હોવાથી આત્મારૂપ નથી કારણુ આત્મા તો એઓનો સાક્ષી છે. અને એ માયાનું કાર્ય છે.

आत्मा तर्हि कः। सच्चिदानद स्वरूपः ।

પ્ર.–ત્યારે કહો આત્મા કોણુ છે ? ઉ.–સત્ ચિત્ આનંદ રૂપ આત્મા છે.

सत् किम् । कालत्रयेऽपितिष्ठतीति सत् ।

चित किम्। ज्ञानस्वरुपः। आनंदः कः। सुखस्वरूपः।
एवं सच्चिदानंद स्वरुपं स्वात्मान विजानीयात्।

प्र०-सत् शुं ? ઉ૦-ભૂત, ભવિષ્યત્, વર્તમાન એ ત્રણે કાળમાંજ એક રસથી રહે છે અર્થાત્ ન્યૂનાધિકતા ભાવને જે ન પામે તે સત્ છે.

પ્ર૦-ચિત્ શું ? ઉ૦-જ્ઞાનસ્વરૂપને ચિત્ કહે છે. અર્થાત સંપૂર્ણ પદાર્થના જ્ઞાતા (સાક્ષી) અનુભવરૂપ ચેતન સ્વરૂપ સાક્ષાતજ્ઞાનને ચિત્ કહે છે.

પ્ર૦-આનંદ શું ? ઉ૦-સંપૂર્ણ દુઃખથી રહિત સુખસ્વરૂપ કૂટસ્થ જે બ્રહ્મ તેજ આનંદસ્વરૂપ છે. આ ત્રણ પ્રકારના સચ્ચિદાનંદ બ્રહ્મને જ આત્મારૂપ જાણવું અથાત્ આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ બ્રહ્મ છે અને આત્માથી ભિન્ન સંપૂર્ણ નામ રૂપાત્મકજગત્‌ને રજ્જુ સર્પની પેઠે મિથ્યા સમજવું.

अथचतुर्विंशतितत्त्वोत्पत्ति प्रकारं वक्ष्यामः।

હવે ચોવીશ તત્વોની ઉત્પત્તિ પ્રકાર કહીયે છીયે.

ब्रह्माश्रया सत्व रजस्तमोगुणात्मिका माया अस्ति। तत आकाश· संभूतः। आकाशाद्वायुः। वायोस्तेजः। तेजसः आपः। अद्भयः पृथिवी।

બ્રહ્મનો આશ્રય કરનારી સત્વ, રજ અને તમોગુણ સ્વરૂપ માયા છે· અર્થાત્ એ ત્રણ ગુણની એક સરખી

અવસ્થા જેને સાંખ્ય મતવાળા મૂળ પ્રકૃતિ અને પ્રધાન પણ કહે છે અથવા અવ્યાકૃત પણ કહે છે. એ પ્રમાણે પૂર્વોકત મુખ્ય સ્વરુપ માયાથી પૂર્વોકત સચ્ચિદાનંદ બ્રહ્મની ઈચ્છાનુસાર પ્રથમ આકાશ ઉત્પન્ન થયું, આકાશથી વાયુ, વાયુથી તેજ, તેજથી જળ, અને જળથી પૃથ્વી ઉત્પન્ન થઇ. ( એ આકાશાદિ પાંચ ભૂતોમાં સત્વાદિ ત્રણ ગુણો વર્તમાન છે તેથી તેઓ ત્રિગુણાત્મક કહેવાય છે. )

एतेषां पंचतत्वानां मध्ये आकाशस्य सात्विकांशात् श्रोत्रेंद्रियं संभूतं। वायोः सात्विकांशात् त्वगिंद्रियं संभूतं। अग्नेः सात्विकांशात् चक्षुरिंद्रियंसंभूतं। जलस्य सात्विकांशात् रसनेंद्रियं सभूतम्। पृथिव्याः सात्विकांशात् घ्राणेंद्रियं संभूतं। एतेषां पचतत्वानां समष्टि[1] सात्विकांशान्मनोबुद्ध्यहंकारचित्तांतःकरणानि सभूतानि।

એ પાંચે તત્વોમાંથી પ્રથમ આકાશના સાત્વિક અંશથી કાન ( કર્ણ ) ઈંદ્રિય ઉત્પન્ન થઇ, વાયુના સાત્વિક અંશથી ત્વચા ઉત્પન્ન થઈ, અગ્નિના સાત્વિક અંશથી ચક્ષુ, જળના સાત્વિક અંશથી જીભ, પૃથ્વીના સાત્વિક અંશથી શ્રોત્ર ઈંદ્રિય ઉત્પન્ન થઇ એ પાંચે તત્ત્વોના સમષ્ટિ ( બધાના ) સત્વગુણી અંશથી મન, બુદ્ધિ અહંકાર, ચિત્ત એ ચાર પ્રકારનું અંતઃકરણ ઉત્પન્ન થયું.

---

१ समष्टिः=समुदायभावापन्नः पदार्थः

संकल्प विकल्पात्मकं मनः। निश्चयात्मिका बुद्धिः। अहंकर्त्ता अहंकारः। चिंतनकर्तृ चित्तम्। मनसो देवता चंद्रमा। बुद्धे ब्रह्मा। अहंकारस्य रुद्रः। चित्तस्य वासुदेवः।

આ ચારમાં સંકલ્પ, વિકલ્પ અર્થાત્ આ કરવા યોગ્ય છે કે કરવા યોગ્ય નથી એવા જે સંદેહ થાય છે તેને મન કહે છે. આ કરવા યોગ્ય છે એવો નિશ્ચય થાય છે તે બુદ્ધિ કહેવાય "મેં કર્યું" આવી અહંબુધ્ધિનો જેમાં ઉદય થાય છે તે અહંકાર, તમામ વસ્તુઓનું ચિંતન (સ્મરણ અથવા વિચાર) જે કરે છે તે ચિત્ત કહેવાય, મનના દેવતા ચંદ્રમા, બુદ્ધિના દેવતા બ્રહ્મા, અહંકારના દેવતા રૂદ્ર, ચિત્તના દેવતા વાસુદેવ છે. આ પ્રમાણે પૂર્વે કહેલાં આકાશાદિ પાંચ ભૂતો ના સાત્વિક અંશથી પાંચ જ્ઞાનેંદ્રિય અને ચાર અંતઃકરણ એ નવ પદાર્થ ઉત્પન્ન થયા છે.

एतेषां पंचतत्वानां मध्ये आकाशस्य राजसांशात् वागिंद्रियं संभूतम्। वायो राजसांशात् पाणींद्रियं संभूतम्। वन्हेः राजसांशात् पादेंद्रिय संभूतम्। जलस्य राजसांशात् उपस्थेंद्रियं संभूतम्। पृथिव्या राजसांशात् गुदेंद्रियं संभूतम्। एतेषां समष्टि राजसांशात् पंचप्राणाः संभूताः।

એ પાંચ મહાભૂતોમાં (તત્ત્વોમાં) આકાશના રજોગુણી ભાગથી વાણી ઈંદ્રિય ઉત્પન્ન થઇ, વાયુના રજોગુણી ભાગથી

હસ્ત ઇંદ્રિય ઉત્પન્ન થઇ, અગ્નિના રજોગુણી ભાગથી ચરણ ઇંદ્રિય ઉત્પન્ન થઇ, જળના રજોગુણી ભાગથી ઉપસ્થ (લીંગ) ઇંદ્રિય ઉત્પન્ન થઇ, પૃથ્વીના રજો ગુણી ભાગથી ગુદા ઇંદ્રિય ઉત્પન્ન થઇ, અને એ પાંચે મહાભૂતોના સમષ્ટિ રજો ગુણી ભાગથી પાંચ પ્રાણો ઉત્પન્ન થયાં એ પ્રમાણે પાંચ કર્મેંદ્રિય અને પાંચ પ્રાણ મળી દશ તત્વ પંચ મહાભૂતના રાજસ અંશથી ઉત્પન્ન થયાં છે.

एतेषां पंचतत्वानां तामसांशात् पंचीकृत पंचतत्त्वानि भवंति। पंचीकरणं कथमितिचेत्। एतेषां पंचमहाभूतानां तामसांश स्वरूपं एकैकं भूतं द्विधा विभज्य एकं एकमर्धं पृथक् तूष्णीं व्यवस्थाप्य अपरमपरमर्धं चतुर्धा विभज्य स्वार्धमन्येषु अर्धेषु स्वभागचतुष्टय संयोजनं कार्यम्। तदा पंचीकरणं भवति। एतेभ्यः पंचीकृत पंचमहाभूतेभ्यः स्थूलशरीरं भवति। एवं पिंडब्रह्मांडयोरैक्यं संभूतम्।

એ પાંચે તત્વોમાંથી તમોગુણનો ભાગ બાકી રહ્યો તેથી પંચીકરણ કરાયલા પાંચે મહાભૂતો ઉત્પન્ન થાય છે. ત્યારે કહોકે પંચીકરણ કેવી રીતે થાય ? ઉ૦—એ પાંચ મહાભૂતોનાં મધ્યમાં જે તમો ગુણના અંશ રૂપ એક એક ભુત છે તેના બે વિભાગ કરવા—અર્થાત્ એક એક ભૂતના બે બે ભાગ કરવા એમાંથી એક ભાગ જુદો રાખી મુકવો અને બીજા ભાગમાંથી ચાર ભાગ કરવા. હવે જુદા રાખી

મુકેલા અડધા ભાગમાંથી એક એક ભાગ મેળવી દેવાથી પંચીકરણ થાય છે. એ પંચીકરણ કરવાથી એક એક ભૂતમાં અર્ધો ભાગપોતાનો અને અર્ધભાગમાં પોતાનાથી બીજા ચાર ભૂતોના ચાર ભાગ છે એ પ્રમાણે પંચીકરણ કરાયલા પાંચ મહાભૂતોથી આ સ્થૂળ શરીર અને બ્રહ્માંડ પણ થયું છે માટેજ પિંડ અને બ્રહ્માંડની ઐકયતા સમજવી

स्थूलशरीराभिमानी जीवनामकं ब्रह्मप्रतिबिंबं भवति । स एव जीवःप्रकृत्या स्वस्मात् ईश्वरं भिन्नत्वेन जानाति । अविद्योपाधिःसन् आत्मा जीव इत्युच्यते ।

સ્થૂળ શરીરનો અભિમાની જીવ બ્રહ્મનો પ્રતિબિંબ છે. તે જીવ પ્રકૃતિ (સ્વભાવ)થી ઈશ્વરને પોતાનાથી જુદો જાણે છે. અને અવિદ્યાની ઉપાધિથી તે આત્મા જીવ કહેવાય છે. અર્થાત્ જેમ જળથી ભરેલા ઘડામાં આકાશમાં ઉદય પામલા સૂર્યનું પ્રતિબિંબ પડેલું છે. જ્યારે ઘડાનો નાશ થાય છે ત્યારે તે પ્રતિબિંબ રૂપ સૂર્ય આકાશસ્થ સૂર્યરૂપ થઈ જાય છે તેમ જીવરૂપ પ્રતિબિંબનો આશ્રય જે માયા (અજ્ઞાન) તેનો નાશ થવાથી જીવ પણ બ્રહ્મભાવને પામી જાય છે અને જ્ઞાન થતાં પહેલાં તે જીવ માયાને આધીન હોવાથી માયા વશ થઇ જાય છે. માટેજ પોતેપોતાને ઇશ્વરથી જુદો માને છે. અને માયાનું કાર્ય સ્થૂળ સૂક્ષ્મ શરીરની સાથે ઐકયતાથી દૂધ જળ સમાન ભેગા થયેલાં (એકરૂપ થયેલાં) વિષયો ભોગવવાને માટે અનેક પ્રકારે કર્મો કરે છે. અને એનું ફળ સુખદુઃખ

(સ્વર્ગ નરક) ભોગવે છે અને અવિદ્યારૂપ ઉપાધિથી આત્માજ જીવ બની જાય છે. વળી રજોગુણ તમોગુણની ન્યૂનતા, સત્વગુણના મહિમાથી પ્રતીત થાય છે અર્થાત્ સત્વગુણ પ્રધાન માયા કહેવાય છે. જ્યાં સત્વગુણ ન્યૂન હોય અને રજોગુણ તમોગુણ પ્રધાન હોય ત્યાં અવિદ્યા (અજ્ઞાન) કહેવાય છે.• એ અવિદ્યાથી આચ્છાદિત (ઢંકાયલો) આત્મા સ્થૂળ શરીરનો અભિમાની છે. માટેજ તેને જીવ સંજ્ઞા આપવામાં આવી છે. તે અવિદ્યામાં બ્રહ્મનો પ્રતિબિંબ જીવ અવિદ્યાનો નાશ થવાથી બ્રહ્મ થઇ જાય છે.

मायोपाधिःसन् इश्वर इत्युच्यते । एवं उपाधिभेदा-ज्जीवेश्वरभेददृष्टिर्यावत्पर्यंतं तिष्ठति तावत्पर्यंत जन्ममरणादिरूप संसारो न निवर्तते तस्मात्कारणान्न जीवेश्वरयोर्भेदबुद्धिः स्वीकार्या ।

જેની માયારૂપ ઉપાધિ છે તેને ઇશ્વર કહે છે અર્થાત્ માયામાં જે બ્રહ્મનું પ્રતિબિંબ પડે છે તેને ઇશ્વર કહે છે અને તેજ જગત્નો કર્તા છે. એ પ્રમાણે ઉપાધિ વશથી જીવ અને ઇશ્વર વિષયક જ્યાં સુધી ભેદ બુદ્ધિ રહે છે ત્યાંસુધી જન્મ મરણરૂપ સંસાર નિવૃત્ત થતો નથી. માટે જીવ અને ઇશ્વરમાં કદિ પણ ભેદ બુધ્ધિ કરવી નહિ.

ननु साहंकारस्य किंचिज्ज्ञस्य जीवस्य निरहंकारस्य सर्वज्ञस्येश्वरस्य तत्त्वमसीति महावाक्यात् कथमभेदबुद्धिः स्यादुभयोर्विरुद्धधर्माक्रान्तत्वात् ।

શંકા–અહંકાર યુક્ત અને અલ્પજ્ઞ જીવની અહંકાર રહિત સર્વજ્ઞ ઇશ્વરની સાથે ત-ત્વમસિ એ મહા વાક્યથી અભેદ બુદ્ધિ કેમ હોઇ શકે ? કારણ કે બંને વિરૂદ્ધ ધર્મ-વાળા છે. અર્થાત્ જે અલ્પજ્ઞત્વ અહંકાર વગેરે ધર્મવાળો છે તે સર્વજ્ઞત્વ અહંકાર રહિત ધર્મવાળો કેમ હોઇ શકે?

इति चेन्न । स्थूल सूक्ष्मशरीराभिमानी त्वं पदवाच्यार्थमुपाधिविनिर्मुक्तं समाधिदशासंपन्नं शुद्धं चैतन्यं त्वं पद लक्ष्यार्थः ।

સમાધાન–એવું ન કહો. કારણ કે સ્થૂળ અને સૂક્ષ્મ શરીરનો અભિમાની ત્વં પદનો વાચ્યાર્થ છે અને ઉપાધિ રહિત સમાધિ દશાવાળું શુદ્ધ ચૈતન્ય ત્વં પદનો લક્ષ્યાર્થ છે. અર્થાત્ ત-ત્વમસિ એ મહા વાક્યમાં तत्–त्वं–असि એ ત્રણ પદ છે એનો અર્થ એ છે કે તે જગત્ કર્તા સર્વજ્ઞ ઇશ્વર તું જ છે, અહિં આ તત્ પદનો અર્થ ઇશ્વર અને ત્વં પદનો અર્થ જીવ અને અસિ પદનો અર્થ છે, એ પ્રમાણે છે. આ પૂર્વોક્ત સામાન્ય અર્થથી ભિન્ન તત્ત્વમસિ એ મહા વાક્યનો બીજો વિશેષ અર્થ એ છે જે તત્ અને ત્વં પદના બે બે અર્થ છે. એક વાચ્ય અને બીજો લક્ષ્ય, જેમકે ઘડાનો વાચ્યાર્થ ગોળાકાર અને લક્ષ્યાર્થ મૂળ કારણ રૂપ મૃત્તિકા છે તે પ્રમાણે માયા અને અવિદ્યાનો જેમાં સંબંધ છે, તે તત્ અને ત્વં પદનો વાચ્યાર્થ છે અને માયા અને અવિદ્યાના સબંધથી રહિત જે બ્રહ્મ છે તે બંને પદનો લક્ષ્ય અર્થ છે.

एवं सर्वज्ञत्वादिविशिष्ट ईश्वरः तत्पदवाच्यार्थः । उपाधिशून्यं शुद्धचैतन्यं तत्पदलक्ष्यार्थः । एवं च जीवेश्वरयो श्चैतन्यरूपेणाभेदेबाधकाभावः ।

એ પ્રમાણે સર્વજ્ઞત્વ આદિ વિશેષણોથી યુક્ત ઇશ્વર તત્ પદનો વાચ્યાર્થ છે અને ઉપાધિ શૂન્ય જે ચેતન્ય રૂપ બ્રહ્મ છે તે તત્ પદનો લક્ષ્યાર્થ છે. એ પ્રમાણે જીવ અને ઇશ્વર કે જે તત્પદનો અર્થ છે તેનું ચેતન્ય રૂપ લક્ષ્ય અર્થનાં અભેદમાં (ઐકયતામાં) કોઈ બાધક નથી. અર્થાત્ ચૈતન્ય રૂપથી જીવ અને ઈશ્વર એકજ છે.

एवं च वेदांतवाक्यैः सद्गुरूपदेशेन च सर्वेष्वपि भूतेषु येषां ब्रह्मबुद्धिरुत्पन्ना ते जीवन्मुक्ता इत्यर्थः ।

એ રીતે વેદાંત વાકયોદ્વારા શ્રેષ્ઠ ગુરુના ઉપદેશથી જે પ્રાણીઓની સંપૂર્ણ પ્રાણિઓમાં (ભુતોમાં) બ્રહ્મ બુદ્ધિ ઉત્પન્ન થઈ જાય તે જીવન્મુક્ત છે એમ જાણવું.

ननु जीवन्मुक्तः कः । यथादेहोऽहं पुरुषोऽहं ब्राह्मणोऽहं शूद्रोऽहमस्मीति दृढनिश्चयस्तथा नाहं ब्राह्मणो न शूद्रो न पुरुषः किंतु असंगः सच्चिदानंदस्वरुपः सर्वांतर्यामी चिदाकाशरूपोऽस्मीति दृढनिश्चयरूपाऽपरोक्षज्ञानवान् जीवन्मुक्तः ।

પ્ર૦– જીવન્ મુકત કોણ કહેવાય ? ઉ૦–જેમ “હું દેહ રૂપ છું, હું પુરૂષ છું, બ્રાહ્મણ છું શૂદ્ર છું” એ દૃઢ નિશ્ચય છે. તે પ્રમાણે “ હું બ્રાહ્મણ નથી પુરૂષ નથી અને

શૂદ્ર નથી. પરંતુ સંગરહિત સચ્ચિદાનંદ સ્વરૂપ, પ્રકાશ રૂપ સઘળાનો અંતર્યામી ચિદાકાશ રૂપ છું એવું દૃઢ નિશ્ચય રૂપ અપરોક્ષ જ્ઞાન જેને થાય તેજ જીવન્ મુક્ત કહેવાય.

ब्रह्मैवाहमस्मीति, अपरोक्षज्ञानेन निखिलकर्मबंधविनिर्मुक्तः स्यात्।

'હું બ્રહ્મ છું" એવાં અપરોક્ષ જ્ઞાનથી મનુષ્ય સંપૂર્ણ કર્મ રૂપ બંધનોથી વિનિર્મુક્ત થઇ જાય છે. છૂટી જાય છે.

कर्माणि कतिविधानि संतीतिचेत्, आगामि संचित प्रारब्ध भेदेन त्रिविधानि संति।

પ્ર૦-કર્મો કેટલા પ્રકારના ? ઉ૦-આગામિ, સંચિત, પ્રારબ્ધ એ ભેદોથી કર્મ ત્રણ પ્રકારના છે.

आगामि कर्म किम्। ज्ञानोत्पत्यनंतरं ज्ञानिदेहकृतं पुण्यपापरूपं कर्म यदस्ति तदागामीत्यभिधीयते।

પ્ર૦-આગામિ કર્મો કયાં ? ઉ૦-જ્ઞાનની ઉત્પત્તિ થયા પછી જ્ઞાનીના શરીરના કરાયલા કર્મો આગામિ કહેવાય.

संचितं कर्म किम्। अनंतकोटिजन्मनां बीजभूतं सत् यत्कर्मजातं पूर्वार्जितं तिष्ठति तत्संचितं ज्ञेयम्।

પ્ર૦-સંચિત કર્મો કોને કહેવાય ? ઉ૦-અનંત કોટી જન્મોનાં બીજ રૂપ જે કર્મોનો સમૂહ પૂર્વ સંચિત રહે છે તેને સંચિત કહેવાય. અર્થાત્ અનેક જન્મોમાં કરાયલા પુણ્ય પાપરૂપકર્મ જીવાત્મામાં એકઠા રહે છે તેને સંચિત સમજવું.

प्रारब्ध कर्म किम्। इदं शरीरमुत्पाद्य इहलोके एवं सुखदुःखादिप्रद यत्कर्म तत्प्रारब्धं भोगेन नष्टं भवति प्रारब्धकर्मणां भोगादेव क्षय इति।

પ્ર૦-પ્રારબ્ધ કર્મો કોને કહેવાય ? ઉ૦-આ શરીર ઉત્પન્ન કરીને આ લોકમાં આવા સુખ દુઃખ વગેરે આપવાવાળા જે કર્મો છે તેને પ્રારબ્ધ કર્મો કહેવાય અને એ પ્રારબ્ધ કર્મો ભોગવવાથીજ નાશ પામે છે. કારણ કે પ્રારબ્ધ કર્મોનો ભોગથીજ ક્ષય છે એવો નિયમ છે.

अवश्यमेव भोक्तव्यं कृत कर्म शुभाशुभम्। नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि ॥

કરેલાં શુભ કે અશુભ કર્મો અવશ્ય ભોગવવા જોઈએ કારણ કે ભોગવ્યા વિના કરોડો કલ્પમાં પણ કર્મો નષ્ટ થતાં નથી.

संचितकर्म ब्रह्मैवाहमिति निश्चयात्मकज्ञानेननश्यति। किंच आगामि कर्म अपि ज्ञानेन नश्यति। किं च आगामि कर्मणां नलिनीदलगतजलवत् ज्ञानिनां संबंधो नास्ति।

"હું બ્રહ્મ છું જ" એવા નિશ્ચયાત્મક જ્ઞાનથી સંચિત કર્મનો નાશ થાય છે, આગામિ કર્મ પણ જ્ઞાનથી નષ્ટ થઈ જાય છે પરંતુ જ્ઞાનીઓને આગામિ કર્મનો સબંધ કમળ પત્રપર જળના સંબંધની પેઠે છે અર્થાત્ કમળપત્રને અને જળને જેમ બીલકુલ સંબંધ નથી તેમ જ્ઞાનીઓને પણ કર્મની સાથે સંબધ નથી.

किंच ये ज्ञानिनं स्तुवंति भजंति अर्चयंति तान्प्रति ज्ञानिकृतं आगामिपुण्यं गच्छति। ये ज्ञानिनं निंदंति द्विषंति दुःखप्रदानं कुर्वंति तान्प्रति ज्ञानिकृतं सर्वं आगामि क्रियमाणं यदवाच्य कर्म पापात्मकं तद्गच्छति।

વળી જેઓ જ્ઞાનીની સ્તુતિ કરે છે, પૂજા કરે છે તેઓને જ્ઞાનીના કરાયલા આગામિ પુણ્યો પ્રાપ્ત થાય છે. અને જેઓ જ્ઞાનીની નિંદા કરે છે, દ્વેષ રાખે છે અને તેને દુઃખ દે છે તેઓને જ્ઞાનીના કરાયલા આગામિ પાપરૂપ કર્મો પ્રાપ્ત થાય છે, શ્રુતિમાં લખે છે કે सुहृदः पुण्यकृत्यान् दुर्हृदः पापकृत्यान् गृह्णन्ति। મિત્ર પુણ્ય કર્મ ગ્રહણ કરે છે. અને શત્રુ પાપ કર્મ ગ્રહણ કરે છે.

तथा चात्मवित्संसारं तीर्त्वा ब्रह्मानंदमिहैव प्राप्नोति। तरति शोकमात्मविदितिश्रुतेः।

તે આત્મજ્ઞાની પુરૂષ સંસાર તરી જઈ આ જન્મમાંજ બ્રહ્માનંદને પામે છે તેજ વાત વેદમાં લખે છે કે આત્મ જ્ઞાની શોકને તરી જાય છે.

तनु त्यजतु वा काश्यां श्वपचस्य गृहेऽथवा।
ज्ञानसंप्राप्तिसमये मुक्तोऽसौ विगताशयः॥ इति स्मृतेश्च।

સ્મૃતિકાર કહે છે કે-જ્ઞાની પોતાનું શરીર કાશીમાં ત્યાગ કરે કે ચાંડાલને ઘેર ત્યાગ કરેપરંતુ જ્ઞાન મેળવતી વખતે જેના અંતઃકરણમાંથી ત્રૈલોક્યના ઉત્તમોત્તમ વિષયોના ભોગની ઇચ્છા દૂર થયેલી હોવાથી તે આત્મજ્ઞાની પુરૂષનીતો મુક્તિજ છે.

**તત્ત્વબોધ સમાપ્ત.**

॥ श्रीगणेशायनमः ॥

मायवानंद संन्यासी नत्वा ज्ञानप्रदं गुरुं ॥
मुमुक्षूणां हितार्थाय करोमि सारसंग्रहं ॥१॥

अथ साधनचतुष्टयसंपन्नाधिकारिणां मोक्षसाधनभूत सारसंग्रह प्रकारं वक्ष्यामः । साधनानि तु नित्यानित्य वस्तुविवेकेहामुत्रार्थफलभोगविरागशमदमादि षट्कं संपत्ति-मुमुक्षुत्वानि । नित्यानित्यवस्तुविवेको नाम
नित्यं वस्त्वेकं ब्रह्मैव तद्व्यतिरिक्तं सर्वमनित्यं वस्त्वे वेति विवेचनं ।

इहामुत्रार्थफलभोगविरागो नाम
इह स्रक्चंदनवनितादिभोगेष्वमुत्रास्वर्गादिभोगेषु चानि-त्यतयेच्छाराहित्यमेव ।

शमदमादिषट्कसंपत्तिर्नाम
शमदमोपरतितितिक्षासमाधानश्रद्धारव्याः ।
शमोनाम–अंतरिंद्रियनिग्रहः
दमोनाम–बाह्येंद्रियनिग्रहः
उपरतिर्नाम–संन्यासः
तितिक्षानाम–शीतोष्णादिद्वंद्वसहिष्णुता ।
समाधानं नाम–श्रवणादिषुचित्तैकाग्र्यं ।
श्रद्धानाम–गुरुवेदांतवाक्येषु भक्तिः ।

मुमुक्षुत्वंनाम—मोक्षेच्छात्वं ।

एवं साधनचतुष्टयसंपन्नस्ववर्णाश्रमोचितकर्मनिष्ठोऽधिकारी ।

सारसंग्रहोनाम—आत्माऽनात्मविवेकतज्जन्यानुभवः ।

आत्मानाम—चतुर्विंशतितत्वेभ्यो व्यतिरिक्तः ।

शरीरत्रय व्यतिरिक्तः । अवस्थात्रायव्यतिरिक्तः ।

पंचकोशेभ्यो व्यतिरिक्तः । षड्भावविकारेभ्यो व्यतिरिक्तः ।

षडूर्मिभ्यो व्यतिरिक्तः । अरिषड्वर्गेभ्यो व्यतिरिक्तः ।

त्रिविधताप व्यतिरिक्तः । वर्णाश्रमजातिभ्यश्च व्यतिरिक्तः ।

किंच नित्य शुद्ध बुद्ध मुक्त सत्य स्वभाव निर्गुण निरवयव निरंजन सर्वगतासंग सच्चिदानंदानंताद्वय प्रत्यगूभूताखंड ब्रह्मात्मेति

नित्यः—सर्वदैकरूपः ।

शुद्धः—अविद्यामलरहितः ।

बुद्धः—बोधरूपः ।

मुक्तःज्ञानरूपः ।

सत्यः—यद्रूपेणयन्निश्चितं तद्रूपं नव्यभिचरति तत्सत्यं ।

स्वभावः—कालत्रायाबाध्यः ।

निर्गुणः—सत्वादिगुणरहितः ।

निरवयवः—हस्ताद्यवयवरहितः ।

निरंजनः—अंजनतुल्यतमः शून्यः ।

सर्वगतः—व्योमवत्सर्वव्यापी ।

असंग —कार्यकारणसंश्लेषरहितः ।

सत्—नाशाभावोपलक्षितस्वरूपं ।

चित्—स्वप्रकाशचैतन्यस्वरूपं ।

आनंद—परमानंदरूपः ।

अनंतः—यद्भिन्न कुतश्चित्प्रविभज्यते तदनंतं ।

अद्वयः—द्वैतशून्यः ।

प्रत्यग्भूत —प्रत्यक् स्वरूपः ।

अखंडं—विजातीयसजातीयस्वगतभेद शून्यत्व ।
सर्वस्य प्रपंचस्य ब्रह्म व्यतिरिक्तस्यकल्पितत्वेन मिथ्यात्वाद्वि
जातीयभेदशून्यत्वं ।
जीवपरमात्मनारत्यंतैक्यात्सजातीयभेदशून्यत्व ।

एकरसत्वात्स्वगतभेदशून्यत्वं ।

बृहति वृद्धि प्राप्नोतीति ब्रह्म ।

अतति सततं गमनं करोतीत्यात्मा ।

यद्वा अतत्यखिलजनांतर्निवासत्वेन सुकृतदुःकृतकर्मणी पश्यतीत्यात्मा ।

अनात्मानाम—पूर्वोक्तचतुर्विंशतितत्वादिक नामरूपात्मक जगत् ।

चतुर्विंशति तत्वानि तु—

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेवच ।

इंद्रियाणि दशैकच पंच चेंद्रियगोचराः ॥ १ ॥

अत्रबुद्धि शब्देन महदिति ।

अथचतुर्विंशतितत्वोत्पत्तिप्रकारः ।

ब्रह्मणोऽव्यक्त । अव्यक्तान्महत् ।

स्रष्टाएव सर्वशक्तिमानीश्वर एव प्रलयकाले गते सृष्टिकाले चागते यथापूर्वं सर्वाल्लोकान्सृजामीति चमहतीमनोवृत्ति महदिति " महतोहंकारः । अहंकारात्पंचतन्मात्राणि साश्र-याणि । साश्रयपंचतन्मात्रेभ्यः[1] पंचीकृतपंचमहाभूतानि एकादशेंद्रियाणि चोत्पद्यंत इति ।

अथ पंचीकृतपंचमहाभूतेभ्योऽखिलंजगदित्युक्तत्वादिति हेतोः पंचीकरणप्रकारमाह ।

पंचसूक्ष्मभूतानामेकैकं भूतं द्विधा विभज्य तत्रैकमर्धं चतुर्धाविभज्य ।

स्वार्धभागंविहायेतरभूतार्धभागेष्वेकैकभागस्ययोजने पंच-धापंचीकरणं भवति ।

तदुक्तं=पंचदशीप्र । श्लो. २७

द्विधा विधायचैकैकं चतुर्धा प्रथमं पुनः ।

स्वस्वेतरद्वितीयांशैर्योजनात्पंच पंचते ॥ १ ॥

---

१ गुणस्यातिसूक्ष्मरूपावस्थाने तन्मात्रम्

शरीरत्रयं नाम—स्थूलसूक्ष्मकारणात्मकमिति ।
स्थूलशरीरं नाम—नामरूपात्मकं पंचीकृतभूतकार्यं ।
तथाचोक्तं—
पंचीकृत महाभूत संभवं कर्म संचितं ।
शरीरं सुखदुःखानां भोगायतनमुच्यते ॥ १ ॥
यत्कठिनं सा पृथ्वी । योद्रवस्ता आपः । यदुष्मा तत्तेजः ।
यत्संचरति स वायुः । यच्छिद्रं तदाकाशः ।
तदुक्तं—
अस्थिचर्म नख नाडी रोमादि कठिणांशकः ।
पृथ्वीगुण इति ज्ञात्वा निर्गुणं ब्रह्म सो भवेत् ॥१॥
रक्तमूत्रे तथाश्लेष्मा लालामज्जाद्रवांशकः ।
आपोगुण इतिज्ञात्वा० ॥२॥
क्षुत्तृट् निद्रालसाश्चैव समाधि र्व्यसनं तथा ।
तेजोगुण इति ज्ञात्वा० ॥३॥
धावनं चलन कपा कुचनं चातिरोधनं ।
वायो र्गुण इति ज्ञात्वा० ॥४॥
कामक्रोधौ लोभमोहौ भयादि गगनांशकः ।
व्योम्नोगुण इति ज्ञात्वा० ॥५॥
सूक्ष्मशरीरं नाम—अपंचीकृतभूतकार्यं सप्तदशावयवात्मकं ।
तथाचोक्तं—
पंचप्राणमनोबुद्धिदशेंद्रियसमन्वितं ।

अपंचीकृतभूतोत्थं सूक्ष्मांगं भोगसाधनं ॥१॥
पंचप्राणानाम—प्राणापानव्यानोदानसमानाः ।
प्राणोनाम—प्रागगमनवान्नासाग्रस्थानवर्ती ।
अपानोनाम—अवागगमनवान् पाय्वादिस्थानवर्ती ।
व्यानोनाम—विश्वगगमनवानखिलशरीरवर्ती ।
उदानोनाम—कंठस्थानीय ऊर्ध्वगमनवानुत्क्रमणवायुः ।
समानोनाम—शरीरमध्यगोऽशितपीतान्नपानादिसमीकरण-
करोवायुः ।
हृदिप्राणा गुदेऽपानःसमानो नाभिमंडले ।
उदानः कंठदेशेस्याद् व्यानः सर्वशरीरगः ॥
नागकूर्मकृकलदेवदत्तधनंजयाः पंचान्येप्राणाः
उद्गारे नागआख्यातः कूर्म उन्मीलने स्मृत ः॥
कृकलस्तु क्षुतिज्ञेयो देवदत्तो विजृंभणे ।
नजहाति मृत चापि सर्वव्यापी धनंजय इति ॥
एतेप्राणादिपंचाकाशादिगतरजोंशेभ्योमिलितेभ्य उत्पद्यंते ।
मनोनाम—संकल्पविकल्पात्मिकांतःकरणवृत्तिः ।
बुद्धिर्नाम—निश्चयात्मिकांतः करणवृत्तिः ।
अनयोरेवचित्ताहंकारयोरंतर्भावः ।
एतेपुनराकाशादि गतसात्विकांशेभ्यो मिलितेभ्य उत्पद्यंते ।
दशेंद्रियाणि नाम—ज्ञानेंद्रियपंचक कर्मेंद्रियपंचकंच ।
ज्ञानेंद्रियाणि—श्रोत्रत्वक्चक्षुर्जिह्वा घ्राणाख्यानि
एतानि पुनराकाशादीनां सात्विकांशेभ्यो व्यस्तेभ्यः पृथक्

पृथक् क्रमेणोत्पद्यन्ते। तेषां विषयाः शब्दस्पर्शरूपरस गंधाः। तेषामधिष्टातृदेवताश्च–दिग्वायुसूर्यवरूणभूमयः।

कर्मेन्द्रियाणि–वाक्पाणिपादपायूपस्थाख्यानि। एतानि पुनराकाशादीनां रजोंऽशेभ्यो व्यस्तेभ्यः पृथक्पृथक् क्रमेणोत्पद्यन्ते। तेषांविषया–वचनादानगमनविसर्गानंदाः। तेषामधिष्टातृदेवताश्च—अग्नींद्रोपेंद्रमृत्युप्रजापतयः॥

कारणशरीरंनाम—सदसद्भ्यामनिर्वचनीयं त्रिगुणात्मकं ज्ञाननिवृत्तमनादिभावरूपमज्ञानम्।

तथाचोक्तं—अनाद्यविद्यानिर्वाच्या कारणोपाधिरुच्यते।

उपाधित्रितयादन्यमात्मानमवधारयेत्॥

अवस्थात्रयंनाम—[१]जाग्रत्स्वप्नसुषुप्त्यात्मकमिति

जाग्रन्नाम–इंद्रियैरर्थोपलब्धिर्जागरितम् स्थूलशरीर

जाग्रदवस्थयोरभिमानी विश्वः।

स्वप्नोनाम–करणेषूपसंहृतेषु जागरितसंस्कारजः प्रत्ययः सविषयःस्वप्नः।

सूक्ष्मशरीरस्वप्नावस्थयोरभिमानीतैजसः

सुषुप्तिर्नाम–सर्वप्रकारकज्ञानोपसंहारोबुद्धेःकारणात्मनाऽवस्थान सुषुप्तिः।

कारणशरीरसुषुप्त्यवस्थयोरभिमानी प्राज्ञः।

---

१ नेत्र जागरित। कंठे स्वप्नं। हृदि सुषुप्ति र्धिनतुरीयम्।

पंचकोशानाम—अन्नमयप्राणमयमनोमयविज्ञानमयानंदमयाः

अन्नमयोनाम—षट्कोशात्मकं स्थूलशरीरं।

त्वगसृक्मांसमेदोऽस्थिमज्जाशुक्राणि धातवः।

प्राणमयोनाम—पंचकर्मेंद्रियाणि प्राणाश्च।

मनोमयोनाम—पंचज्ञानेंद्रियाणि मनश्च।

विज्ञानमयोनाम—पंचज्ञानेंद्रियाणिबुद्धिश्च।

आनंदमयोनाम—अज्ञानं

अन्नमयकोशात्मकं—स्थूलशरीरं।

प्राणमयमनोमयविज्ञानमयकोशत्रयात्मकंसूक्ष्मशरीरम्।

आनंदमयकोशात्मकं—कारणशरीरम्

षड्भावविकारानाम—जायतेऽस्तिवर्धते विपरिणमतेऽपक्षीयते विनश्यति। एते स्थूलशरीरधर्माः।

षडूर्मयोनाम—क्षुत्पिपासाशोकमोहजरामृत्यवश्चेति।

---

१ मातृन लोम लोहितमांसानि पितृतः स्नाय्वस्थिमज्जान इति मिलित्वा षट्कोशा इति सांख्यकौमुद्यां वाचस्पतिमिश्रा।

१ त्वक—त्वचा। १ असृक् -रुधिरं। २ मांसं। ३ मेद—वसा। ४ अस्थि। ५ मज्जा—सारभूतो धातुविशेष। ६ शुक्रं-वीर्यं। ७ एतानि सप्तधातव। दधतिशरीरमिति धातव.। इतिव्युत्पत्ति। एतेच कदलीस्थंभ त्वचइव बाह्याभ्यांतररूपेण व्यवस्थिता इत्यर्थः

तथाचामरे—रुधिरेऽसृक्लोहितास्ररक्तक्षतजशोणितमिति।
इन्मेदस्तुवपावपेति। सारोमज्जासमाविति।

तदुक्तं-क्षुत्पिपासेहिप्राणस्य मनसःशोकमोहकौ ।

जरामृत्यूशरीरस्य षडूर्मिरहितः शिवः ॥

अरिषड्वर्गोनाम—कामक्रोधलोभमोहमदमत्सराः ।

एते मनोधर्माः ।

उक्तंच-कामक्रोधौ लोभमोहौ तत्परं मदमत्सरौ ।

वदंति दुःखदानेतानरिषड्वर्गमात्मनः ॥

कामोनाम—स्त्रीविषयाद्यभिलाषः ।

क्रोधोनाम—विषयाप्राप्तौरोषः ।

लोभोनाम—अप्राप्तविषयेष्वासक्तिः ।

मोहोनाम—देहादिष्वात्मबुद्धिः

मदोनाम—कृत्याकृत्यविवेकः ।

मत्सरोनाम—परोत्कर्षासहनं ।

त्रिविधतापोनाम-आध्यात्मिकाधिभौतिकाधिदैविकाश्चेति

तत्र आध्यात्मिकः शारीरोमानसश्चेति द्विधा ।

तत्र शारीरो-वातपित्तादिकृतोज्वरादिरूपः ।

मानसः—इष्टविरहानिष्टप्राप्तिजन्यः उन्मादादिः ।

आधिभौतिकस्तु-सर्पादिजंगमवृक्षादिस्थावरनिमित्तः ।

आधिदैविकस्तु—यक्षराक्षसादिग्रहाऽवेशजः ।

वर्णादयोनाम—वर्णा ब्राह्मणादयः । आश्रमा ब्रह्मचर्यादयः ।

जातयोमनुष्यादयः । एतत्सर्वमनात्मा ।

जडानृतदुःखात्मकत्वान्मिथ्यात्वाच्च ।

जडत्वनाम—स्वतःप्रत्ययाभावत्वं ।

अनृतत्वनाम—सत्यनिवृत्तत्वं ।

दुःखात्मकंनाम—सुखनिवृत्तत्व ।

मिथ्यात्वनाम—शुक्तिरजतवदात्मनि कल्पितत्वम् ।

"अविद्यमानरूपत्वे भासमानत्व मिथ्यात्वम् । "

विवेकोनाम—ब्रह्मसत्यं जगन्मिथ्याजीवोब्रह्मैवनापरः

इत्यादि विभज्य निश्चयः ।

तज्जन्यानुभवोनाम—आत्मानात्मनिश्चयादुत्पन्नोयोऽहं

पूर्वोक्तनित्यशुद्धादिविशेषणविशिष्टंब्रह्मास्मीत्यखंडा-

काराकारितचित्तवृत्तेः स्वस्वरूपसाक्षात्कारः ।

तथाचोक्तं—लोकाश्च भांति परमे मतिमोहजन्याः

स्वप्नेंद्रजालमरुनीरसमाविचित्राः ॥

व्युत्थानकाल इह नस्युरलं विशुद्ध-

प्रत्यक्सुखाब्धिपरमामृत चित्तवृत्तौ ॥ १

मत्तः परं न खलु विश्वमथापि भाति
मध्ये च पूर्वमपरं नरशृंगतुल्यं ॥
मायात्थशास्त्रगुरुवाक्यसमुत्थबोध-
भानुप्रभाविलसिते कगतं न जाने ॥ २
निरतिशय सुखाब्धि स्वप्रकाशे परेऽस्मिन्
कथमिदमविवेकादुत्थितं स्वकूपर्णात ॥
क्वचगतमधुना तद्दर्शिको वा श्रुतिर्वा
परमविमलबोधेऽभ्युत्थितेऽहं न जाने ॥ ३
अहमात्मा न चान्योऽस्मि ब्रह्मैवाहं न शोकभाक्।
सच्चिदानंदरूपोऽहं नित्यमुक्त स्वभाववान् ॥ ४
ब्रह्मैवाहं न संसारी मुक्तोऽहमिति भावयेत्
अशक्तुवान् भावयितुं वाक्यमेतत्सदाऽभ्यसेत् ॥ ५

एवंभूतस्वस्वरूपानुभवपर्यंतं श्रवणमनननिदिध्यासन
समाध्यनुष्ठानस्यापेक्षितत्वात्तेऽप्यत्र कथ्यंते ।
श्रवणंनाम—सर्ववेदांतानामद्वितीये ब्रह्मणितात्पर्यावधारणं ।
मननंनाम–श्रुतस्यार्थस्योपपत्तिभिश्चिंतनं ।
निदिध्यासनंनाम–विजातीयप्रत्ययतिरस्कारेण सजातीय-
प्रत्ययप्रवाहीकरणं ।
तदुक्तं—शब्दशक्तिविषयं निरूपणं युक्तितः श्रावणमुच्यते बुधैः ।

वस्तुतत्त्वविषयं निरूपणं युक्तितोमननमित्युदीर्यते ॥१॥
चेतसस्तु चितिमात्रशेरताध्यानमित्यभिवदंतिवेदिकाः ।
अतएवमिदमित्थमीरितं तत्कुरुष्व परमात्मबुद्धये ॥ २
आत्मावारे द्रष्टव्यः श्रोतव्योनिदिध्यासितव्य इतिश्रुतेश्च ।
समाधिर्द्विविधः । सविकल्पको निर्विकल्पकश्चेति ।
तत्रसविकल्पकोनाम—प्रमातृ प्रमाण प्रमेयादि विकल्प
सहितमद्वितीये ब्रह्मणि तदाकाराकारितचित्तवृत्तेरवस्थानं ।
*यथामृण्मयगजादिभानेऽपिमृद्भासते । तथा द्वैतभानेऽप्यद्वैत ब्रह्म
भासते ।
निर्विकल्पकोनाम–ज्ञातृज्ञानज्ञेयादिविकल्परहितमद्वितीये ब्रह्मणि
तदाकाराकारितचित्तवृत्तेरतितरामेकीभावेनावस्थानम् । ×
यथा जलाकाराकारितलवणानवभासेनजलमात्रमेवावभासते।
तथाऽद्वितीय ब्रह्माकाराकारितचित्तवृत्त्यनवभासेनाद्वितीय
ब्रह्ममात्रमेवावभासते ।
अस्य निर्विकल्पक समाधेरंगानि
यमनियमासनप्राणायाम प्रत्याहार धारणाध्यानसमाधयः ।
अहिंसासत्यास्तेय ब्रह्मचर्यापरिग्रहा यमाः ।

---

*प्रमाता अंतःकरणोपाधिकोजीवः । प्रमाणं चक्षुरादीन्द्रिय प्रमेयः इंद्रियविषयः।
ज्ञानाजीवः । ज्ञानं अंतःकरणवृत्त्युपहित चैतन्य । ज्ञेयः जीवः ×

शौचसंतोषतपः स्वाध्यायेश्वरप्रणिधानानियमाः ।

करचरणादिसंस्थानविशेषलक्षणानि पद्मस्वस्तिकाद्यासनानि ।

रेचकपूरककुंभकलक्षणाः प्राणनिग्रहोपायाः प्राणायामाः ।

इंद्रियाणांस्वस्वविषयेभ्यो निवर्तनं प्रत्याहारः ।

*मूलाधारस्वाधिष्ठानमणिपूरकानाहतविशुध्याज्ञाचक्रदेशाना मन्यतरस्मिन् प्रत्यगात्मनिवा चित्तस्यावस्थानं धारणा ।

तदेकस्मरणमिति यावत् ।

अद्वितीयब्रह्मणि विच्छिद्यविच्छिद्यांतरिंद्रियप्रवाहोध्यानं ।

समाधिस्तूक्तः सविकल्पकएव ।

निर्विकल्पकसमाध्युदयेलयविक्षेपकषायरसास्वादाश्चत्वारोविघ्नाः सन्ति ।

लयो–निद्रा । पुनः पुनर्विषयानुसंधानं–विक्षेपः ।

चित्तस्यरागादिनास्तब्धीभावः–कषायः ।

समाध्यारंभसमये सविकल्पकानंदास्वादो रसास्वादः ।

---

* मूलाधारं स्वाधिष्ठानं मणिपुरमनाहतम्
विशुद्धिराज्ञाचक्रंच षट्चक्राणि विदुर्बुधाः ॥
मूलाधारं गुदे विद्यात्स्वाधिष्ठानं तु लिंगके
मणिपूरं नाभिदेशे हृदये स्यादनाहतम् ॥
विशुद्धिचक्रं कंठस्थं आज्ञाचक्रं भ्रुवोर्मुखम्
षट्चक्राणि गुरोर्ज्ञात्वा चक्रातीतं निरंजनम् ॥

अनेनविघ्नचतुष्टयेन विरहितं चित्तं निर्वातदीपवदचलं सत्
ब्रह्म निश्चलं तिष्ठेत् यदा तदा निर्विकल्पकसमाधि रित्युच्यते
तदुक्तं ।
लयेसंबोधयेच्चित्तं विक्षिप्तं शमयेत्पुनः ।
सकषायं विजानीयात्समप्राप्तं न चालयेत् । १
नास्वादयेद्रसं तत्र निःसंगः प्रज्ञया भवेत् । इति
एवं यः सारसंग्रहं करोति स जीवन्मुक्तो भवति ।
अथ जीवन्मुक्तलक्षणं वासिष्ठे
नोदेतिनास्तमायाति सुखेदुःखे मुखप्रभा ।
यथाप्राप्तस्थितिर्यस्य स जीवन्मुक्तउच्यते । १
योजागर्ति सुषुप्तिस्थो यस्यजाग्रन्नविद्यते
यस्यनिर्वासनोबोधः स जीवन्मुक्तउच्यते । २
रागद्वेषभयादीनामनुरूपं चरन्नपि ।
योऽतर्व्योमवदत्यच्छः स जीवन्मुक्तउच्यते । ३
यस्यनाहंकृताभावो बुद्धिर्यस्यनलिप्यते
कुर्वतोऽकुर्वतोवापि स जीवन्मुक्तउच्यते । ४
यस्मान्नोद्विजते लोकोलोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयान्मुक्तः स जीवन्मुक्तउच्यते । ५
शांतसंसारकलनः कलावानपिनिष्कलः ।

यःसचित्तोऽपि निश्चित्तः स जीवन्मुक्तउच्यते ६ इति

तपत्याद्दक्षिणेकूले श्रीगुप्तेश्वरसन्निधौ

माधवानंदसरस्वत्यकरोत्सारसंग्रहं ॥ १

चंद्राग्निसप्तभू १७३१ शाके श्रावणस्य सितेदले

पूर्णिमायांभृगुदिने संपूर्णोग्रंथसंग्रहः । २

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यानंतानंदसरस्वतीपूज्यपाद शिष्यश्रीमाधवानंदसरस्वतीविरचितः वेदांत सारसंग्रहः समाप्तिमगमत् ॥ ×

---

× यादृश पुस्तकं दृष्टताहृशं लिखित मया ।
यदि शुद्धमशुद्ध वा मम दोषा न दीयते ॥ १
अदर्शदोषान्मतिविभ्रमाच्च पदार्थहीन लिखितं मयात्र ।
तत्सर्वमार्यं परिशोधनीयं प्रायेण मुह्यंति हि ये लिखंति । २
यावता शेषनागेन शिरसा ध्रियते रसा
ध्रियमाणं बुधैस्तावज्जीयात्पुस्तकमुत्तमम् । ३
मंगलं लेखकानां च पाठकानां च मंगलम्
मंगलं सर्वजंतूनां भूयो भूपालमंगलम् । ४
भग्नपृष्ठकटिग्रीवा बद्धमुष्टिरधोमुखम् ।
कष्टेन लिखित ग्रंथ यत्नेन परिपालयेत् । ५
जलाद्रक्षेत्स्थलाद्रक्षेद्रक्षेच्छिथिलबंधनात् ।
मूर्खहस्ते न दातव्यमेवं वदंति पुस्तकम् ॥ ६

મુદ્રક:
ભદ્રશંકર મંછારામ ભટ્ટ
મુદ્રણસ્થાન:
"કલામય પ્રિન્ટીંગ ઍન્ડ લીથો વર્કસ,"
કણપીઠ બજાર,
સુરત.